શ્રી જીનેંદ્રાયનમ:

# ધી મુંબઈ જૈન સંગીત પ્રકાશક ગાયન મંડળીના સ્તવનો.

## ભાગ ૪ થો.

દોહરો.

પારસ પ્રભુ કૃપા થકી, પુરણ થઇ મન કામ;
મનરંજન મંડળી તણું, જૈન પ્રકાશક નામ.

(છપાવી પ્રસિદ્ધ કરનાર,

**સી. વી. સુરજરામ સીવરામ વાજીંત્ર શિક્ષક.**

ઠે૦ પાયધોણી પોલીસ ચોકીના સામે—મુંબઇ.

સવત ૧૯૭૧. સને ૧૯૧૫.

આવૃતી પહેલી પ્રત ૧૦૦૦.

**કીંમત બે આના.**

ધર્મ વિજય પ્રેસ, પાયધુની નં૦ ૫૭૨ મુંબઇમા
હરજીવ ભગવાને છાપ્યુ છે.

# [illegible]

લેખક તથા સગ્રહ કરનાર.

સી વી. સુરજરામ શીવરામ વાજીત્ર શિક્ષક

પ્રકાશક-સી. વી. સુરજરામ શીવરામ વાજીંત્ર શિક્ષક.

ઠે પાયધોની પોલીસ ચોકીના સામે મુબઈ

છાપનાર-હરજીવન ભગવાન પટેલ ધર્મવિજય પ્રેસ,

પાયધુની ન. ૫૭૨, મુંબઈ.

# જાહેર ખબર.

## મુંબઈના જૈન સદ્‌ગૃહસ્થોના આશરા નીચે

## ઉભી થયેલી

## ધી મુંબઇ જૈન સંગીત પ્રકાશક

## ગાયન મંડળી.

વાંચો ! વાંચો !! વાંચો !!!

પ્રતિષ્ટા મહોત્સવમા તેમજ ઉજમણા વિગેરેમાં દરેક દેશ દેશાવરોમા અમારી મંડળીની ખુલખુલી બાળકોની ફોજ જઇને ફતેહ મેળવી આવી છે માટે એવા શુભ પ્રસંગે થોડા ખરચમા બોલાવવા માટે ખાસ ભલામણ કરીએ છીયે. તેમજ બપોરના પુજામા તેમ રાત્રે ભાવનામા દરેક પધારેલા જૈન સદ્‌ગૃહસ્થો તેમજ બાઇ બહેનોને આનંદ આપી વખત પસાર કરવાની અમારી ખુલખુલી બાળકોની ફોજે કેટલીક જગ્યાએથી સરટીફીકેટો મેળવ્યા છે, માટે આશા છે કે આ વાત ધ્યાનમા રાખીને ઉત્તેજન આપશો.

**લી. સી. વી. સુરજરામ સીવરામ.**

વાજીંત્ર શિક્ષક, ઠે. પાયધોણી—મુંબઇ.

શ્રી જીનેંદ્રાયનમઃ

# ધી મુંબઈ જૈન સંગીત પ્રકાશક ગાયન મંડળીના સ્તવનો.

## ભાગ ૪ થો.

દોહરો.

પારસ પ્રભુ કૃપા થકી, પુરણ થઇ મન કામ;
મનરંજન મંડળી તણું, જૈન પ્રકાશક નામ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**સી. વી. સુરજરામ સીવરામ વાજીંત્ર શિક્ષક.**

ઠે૦ પાયધોણી પોલીસ ચોકીના સામે—મુંબઇ.

સંવત ૧૯૭૧ સને ૧૯૧૫.

આવૃતી પહેલી પ્રત ૧૦૦૦.

કીંમત બે આના.

ધર્મ વિજય પ્રેસ, પાયધુની ન૦ ૫૭૨ મુબઇમા
હરજીવ ભગવાને છાપ્યુ છે.

# સાંકળીયું.





**ધી મુંબઇ જૈન સંગીત પ્રકાશક ગાયન મંડળીમાં ગવાતાં સ્તવનોની ચોપડીના ચારે ભાગ મંડળીના મકાનમાંથી મળશે. દરેક ભાગની કીંમત બે આના પ્રમાણે રાખવામાં આવી છે. બહારગામનો આડર વી. પી. થી મોકલીશું.**

# ધી મુંબઇ જૈન સંગીત પ્રકાશક ગાયન મંડળીમાં ગવાતા સ્તવનો.



## સ્તવન ૧ લું.

( રાગ કલ્યાણમાં )

આલી છાઇ આજ જગત ખુશહાલી,
ઉમડ ગુમડ આઇ ઘટા પીતંબરન લીએ લાલી.—આ.
ઉત સવકી સબી માહી સબકે હુયે નયન લગે,
પક્ષી નકે સબ જોડે સુભ આસીસ દેન લગે.
નીજ નીજ બોલીમે મનહર હય સુરંગ સુમન,
વીઘ્ન હરન લીએ લાલી...............આલી.

### સ્તવન ૨ જું

મંડપ હે રચ્યો (૨) અદ્‌ભુત છબી અતી વીશાળ,
તોરણુ કીકુબન દેવૈત મન મોહે— મંડપ.
જીમ સુરવર ઇંદ્ર લોક પાવના હચે અસોક,
દ્વાર દ્વાર પર માલા હે લટકાયે મંડપ.

### સ્તવન ૩ જું.

( રાગ સબ ચેરીયા હીલ મીલ ગાવોરી )

સૌ હળી મળી પ્રભુ ગુણુ ગાવોરી, (૨)
ગાવો બજાવો ભાવ બતાવો; (૨)
નાચો ખુશીમે છુમ છનનનનનનન—સૌ.
પાર્સ પ્રભુ તુમ દરીશન પ્યારો,
છત્ર શીશ છાજત શીર ન્યારો,
બલબલ જાયે હમ મીલ સારે
સારેગ-રેગમ-ગમપ-મપધ-પધની-ધનીસા,
સાનીધ-નીધપ-ધપમ-પમગ-મગરે-ગરેસા,
આ........ ......આ . ......... . .. સૌ.

### સ્તવન ૪ થું.

પુરન કરે સબી કાજ,
હે જગકે કીરતાર, મોરે જગકે શરતાજ. પુરન.
તોરે નામકી રટન લગી મોહે,
સુનલે ગરીબની વાજ. પુરન.

### સ્તવન ૫ મું.

( રાગ કેવી ચાંદની આ રૂપાળી. )

પ્રભુ મુરતી આ રૂપાળી,
નયને નીહાળી, નયને નીહાળી;
શોભે આગી બની છે આ વાર. પ્રભુ.
મસ્તકે મુગટ શોભે આ રૂપાળા,
કાનમાં કુંડલ સોહે બહુ રશાળા;
શોભે રમણી આ કેવી રૂપાળી,
ભાળી જો નીહાળી ભાળી જો નીહાળી આવાર. પ્રભુ.

### સ્તવન ૬ ઠું.

( રાગ લાગી લગન મુને તારી હો લલના. )

શાન્તી જીનદ સુખકારી, હો ભવીયાં-શાન્તી.
અલબેલી મુરત નીહાળી, હો ભવીયાની-શાન્તી.
રદય કમળમાં પ્રેમ પ્રગટાઉ, નીસદીન ગુણુ ગાઉ.
ઉથાપુ ન વચન મનોહારી, હો ભવીયા-શાન્તી.
તુમારા ચરણુમાં શીશ નમાવું, મુખ દેખી હરખાઉ,
સેવકને દેશો ન વીસારી, હો ભવીયા-શાન્તી.

### સ્તવન ૭ મું.

( રાગ હાહારે મને ઠગી, ઠગી મને ઠગી ઠગારે મને ઠગી. )

હાંહારે લગની લાગી, લાગી મને લાગી, લગન મને લાગી,

સંભવ જીનરાજ વ્હેલા દર્શન દયોને દયાળ;
આ છે ખોટો સંસાર ( ખોટો ખોટો ) હાંહાંરે.

સાખી.

અંતર નીરંતર સદા, જાપ જપુ જીનરાજ;
ચરણ કમળની ચાકરી, અનુચર માગે આજ;
આપો આપો મહારાજ, (આપો આપો) હાંહાંરે.

સાખી.

સસારી સુખ અનુભવ્યાં, નાથ અમારી સાથ;
કરી ઉતાવળ એકલાં, કેમ તર્યાં ભવપાર;
તારો તારો મહારાજ, ( તારો તારો ) હાંહાંરે.

## સ્તવન ૮ મું.

( રાગ નાનકડી નાજુક નાર હું બહુ નાનકડી. )

જીન વરજીનું ધ્યાવો ધ્યાન સૌ જન ભાવ ધરી, (૩)
પ્રભુ પાસજી છો સુખકારી. ( ૩ )
સીવ સુખ આપો સ્વામી આપ કૃપા કરી,
ઉતારો ભવ જલ પાર, પ્રભુ દયા કરી.
( સેવક અરજી ઉચરે છે. )
તારો તારો ભવપાર હે પ્રભુ મહેર કરી ( ૩ )

### સ્તવન ૯ મું.

### ગરબો.

( રાગ જુમનાની તીરે જાદુવાલે સખી બાંસરી બજાવી. )

ગીરનારે જઈ નેમવાલે મુને દીધી છે વીસારી,
હાંહાં નેમવાલે લાલે ચીત ચોરી મને બાવરી બનાવી.
ભુલાવી મારૂં ભાન શાન નેમ ગયાં, (૨)
હાંહાં મને રઢીયાળે મોહ ઉપજાવી ગીરનાર,

### સાખી.

સુંદર છબી જોઇ નેમની, ઉપજી અંતર પ્રીત;
નીસદીન નીલઘન સ્યામમાં, ચોંટયુ મારૂં ચીત.

### ચાલ.

નયને નેહ નચાવ્યાં, વાલીડે પ્રભુ મુખ મલકાવી;
છુપી છુપી છબીલે કરી સાન, મને લીધી લોભાવી.
ન ભાવે ખાન પાન નીંદ ન આવે જરી,
લગની નેમજીએ મુજને લગાવી.

### સાખી.

તુમ દર્શન દુરલભ થકી, અંતર અતી અકળાય,
અલગો રહયો અલબેલડો, શું કરૂ હવે ઉપાય.

### ચાલ.

ગીરનારે જઈ નેમવાલે મુને દીધી છે વીસારી.

## સ્તવન ૧૦ મું.

( રાગ થઈ પ્રેમ વશ પાતળીયા )

તુહી દેવ સાચો મળીયો,
મ્હારે આંગણે સુરતરૂ ફળીયોરે. તુહીદેવ.
કૃપા કરો કરૂણાળુ કીંકરપર, વીમળા ચળના વાસી,
પ્રેમથી નીત નમુ અવીનાસી.
મ્હારે ભવો ભવનો ભય ટળીયોરે, તુહીદેવ.
ભાગ્ય ઉદય મોહન મળીયા મુજને, ધન્ય ચદ્રોદય ધારૂં,
હરો જન્મ મરણ દુખ મારૂ,
મ્હારે આંગણે સુરતરૂ ફળીયોરે તુહીદેવ

## સ્તવન ૧૧ મું.

( રાગ સુ કહુ કથની મારી રાજ. )

હું ચહું ચરણુ ત્હારૂ રાજ હુ ચહુ
હુતો ધ્યાનજ આપનુ ધ્યાવુ રાજ. હુ ચહુ
પુન્ય પસાયે પ્રાણથી પ્યારા, પામ્યો પ્રભુપર નામી,
વ્હાલા વીભુ શ્રી વીરને વદતા, વીપતી વેગે વામી રાજ
હુ ચહુ.
કર્મ કલકી કીંકર કેરા, કર્મને કાપો કૃપાળુ;
દયાના દરીયા દાશના દુખને, દુર કરો હે દયાળુ રાજ.
હુ ચહુ

અંતરજામી આપની આસે, આવ્યો હું આ વારે;
શ્રી ચંદ્રોદય મંડળીને આપ વીના કોણ તારે રાજ.
હું ચહું.

### સ્તવન ૧૨ મું.

( રાગ નહિ ચીજ કોઇ ગળી ગરજ સમ. )

મહાવીર મુર્તી મળી મુજને મહાવીર મુર્તી મળી,
દેવ દયાળુ દરીશન પામી આશ આજ મુજ ફળી. મુજને.
નાથ નીરંજન નયણે નીરખી ભવો ભવની પીડ ટળી,
પ્યારા મોહનગારા મારા મહાવીરને નમુ લળી. મુજને.
મહેર કરો મહારાજ આપ તો જાય કર્મ મમ બળી,
સુમતિદાયક સુમતી દો તો કુમતિ જાય ચળી. મુજને
અનેક તરીયા આપ પસાયે કરીને ભગ્તી ભલી,
હરનીશ હુ તુમ ચરણો શેવીશ ચંદ્રોદયમાં ભળી. મુજને.

### સ્તવન ૧૩ મુ.

સાર આ સંસારમા ન જોયો, મે બહુ રીતે તપાસતા–સાર.
ધનધરા સુત તાતની પ્રીતે, મોઘા અવસરને મેં ખોયો. મેં.
મૃગજળ પીવા કામ ન આવે, વ્યર્થ ઇંદ્રજાળમાં હું મોહ્યો. મે.
પુન્ય પરમાર્થનો માર્ગ ન શોધ્યો, જન્મને વૃથા મે વગોવ્યો. મેં.
ધ્યાન ધરીને જોયું સ્વરૂપ તો, આનંદ અતીશય પાયો. મે.
ભેદગુરૂએ મને ભેદ બતાવીને, વિષય વાસનાથી વાર્યો. મેં.
બુદ્ધિસાગર ધનધન ગુરૂજી, આપ તર્યા મુને તારો. મે.

( બુદ્ધદેવ નાટક )

## સ્તવન ૧૪ મું.

લાગ્યો મને સંયમનો રંગ ન્યારો,
છે ભવ તરવાનો આરો (૨) લાગ્યો.
પાપ તાપ ને ક્લેશ ભરેલો, જાય વૃથા જન્મારો; (૨)
ભરદરીયામાં નાવ ભાંગશે, દુર રહેશે કીનારો. લાગ્યો,
પતીતપાવન અધમોધારણ, ભવજળ તારણહારો;
યમ ભયવારણ પાપ નીવારણ, અરીહંત પ્રીતે ધારો. લાગ્યો.

( બુદ્ધદેવ નાટક )

## સ્તવન ૧૫ મુ.

( રાગ વાહરે લાલા મોહન બંસીવાલા )

હારે જીનજી સ્વીકારો મ્હારી અરજી,
હું આવી ઉભો છુ તુમ દ્વાર હાંરે.
જાણી જાણી મુદ્રા મેં મનોહારી,
મુજ દીલમાં લાગી એ સુખકારી,
સુખકારી તારી મુદ્રા મનોહારી તારી મુદ્રા,
જગત્રાતા, જગભ્રાતા, શીવદાતા, દે શાતા. હાંરે.
પ્યારા પ્રભુજી પ્રેમે પાર ઉતારોરે,
એરી એરી વ્હાલા પાર ઉતારોરે;
વદે ચંદ્રોદય વ્હાલા અરે આપો મુક્તિમાળા,
અલબેલા દયાળા છબીલા છોગાળા. હાંરે.

### સ્તવન ૧૬ મું.

( રાગ વ્હાલા વેગે આવોરે દયા દીલ લાવોરે. )

ચંદ્ર પ્રભુ સ્વામીરે નમીયે જગ વીસરામીરે,
તારક અમને તારજો હોજી;
તારો તારો તુંહી પ્રભુ તારણુહાર.   ચંદ્રપ્રભુ.

સાખી.

પુન્યો દયથી પેખતાં, પ્રભુજી તુમ દેદાર,
અમ દુખડા દુરે ગયાં, આવેલા નીરાધાર;
સ્હાય કરો હે સાહેબા, ઉતારો ભવપાર.

( ચાલ )

છો ત્રણ જગતના સ્વામીરે, તારક અમને તારજોજી.

### સ્તવન ૧૭ મુ.

( રાગ દાશ પરે દયા લાવોરે. )

જીનવરના ગુણ ગાવોરે ભવીયાં ભાવે જીનવરના ગુણ ગાવો.
જગની જજાળ છોડી જીવ જીવન શું જોડી.
ધર્મ ધુરંધર ધ્યાવો ધ્યાવોરે   ભવીયાં ભાવે.
પુજો પરમાતમ પ્રીતે રંગે શું રીતે ચીતે,
લેવા નર ભવનો લ્હાવો લ્હાવોરે–ભવીયાં ભાવે.
ચંદ્રોદય મંડળી સંગે પ્રભુનાં ગુણ ગાઇ ઉમંગે,
અજરામર પદવી પાવો પાવોરે. ભવીયાં ભાવે.

## સ્તવન ૧૮ મું.

( રાગ યે કયસે બાલ બીખરેં હય-કવાલીમા )

બીના પ્રભુ પાસકે દેખે, મેરા દીલ બે કરારી હયે.
ચોરાશી લાખમે ભટકયો, બહોતસી દેહ ધારી હયે.
ગેરા મુજ અસ્ટ કર્મોને, ગલે જન્જીર ડાલી હયે-બી.
દુનીકે દેવ સભી દેખે, સભીકો લોભ ભારી હયે,
કોઇ ક્રોધી કો ઇમાની, કીસીકે સંગ નારી હયે-બી
મુસીબત જો પડી હમ યે, ઉસીને ખુદ નીહાળી હયે,
પ્રાનકુ કુગતી સેતારો, એહી બીનતી અમારી હયે-બી.

## સ્તવન ૧૯ મું.

( રાગ મજા દેતે હયે કયા યાર તેરે બાલ ગુગર વાલે )

પ્રભુ શાન્તીનાથ મહારાજ, દર્શન તુમરે હૈ સુખદાઇ,
તુમ મુરતી હયે મનોહાર, ભવ સીંધુ પાર ઉતાર,
દેખુ પલકમે સો સો વાર, પ્રભુ તુમ નવ નવ રૂપ દીખાઇ-પ્ર.
પ્રભુ તુમ ભવ દુ ખ ભજન હાર. ભવી જન તન મન રજનહાર,
દીયો મદન સદનકો જાર, નહિ તુમ વીન જગ ઔર સહાઇ-પ્ર.
પ્રભુ આતમ લક્ષમી દાતાર. તુમ દર્શન હર્શ અપાર,
કરે વલ્લભ હર્સ પોકાર, ચરણમે તુમ નીત ચીતકો લાઇ-પ્ર

### સ્તવન ૨૦ મું.

( રાગ જાવોજી જાવ કીસ નાદાનકો ફુસલાને આયે. )

ગાવોજી ગાવ પ્રભુ પાસકે ગુન ગાનેવાલે,
શીવ સુખકે પાનેવાલે ભવદુઃખ મીટાનેવાલે,
મુક્તિમે જાનેવાલે ફીર ભવ નહિ આને વાલે,
પુરે ગુણધ્યાન આતમ સત્તાકે ધ્યાને વલે. ગાવોજી.
પ્રભુકો આજ પ્યારે નયનોંસે આન દેખા,
સુખકા ભંડાર પ્રભુ ગુણકાન માન દેખા,
ફીરયામે જગસારે કર્મોને માર મારે,
દીયે હય દુઃખ ભારે સરણા તુમરા અમ ધારે,
જગ હીતકારી પ્રભુ ઉપગારી દુઃખ નીવારી આનંદધારી,
હો વલ્લભ ગુણ ગાને વાલે ગાવોજી.

### સ્તવન ૨૧ મું

( રાગ મહાવીરજીનું પારણું. )

હાલો હાલો મહાવીરજીને હાલો હાલો,
હલુલુલુ હાલો હાલો (૨) હલુલુલુ હાંહાંહાં હાલો હાલો.
સુંદર સોનાના પારણે પોઢાડુ ઓઢાડુ મલમલ ચીર.
રમકડે હું રમાડુ છાના છાના મારા વીર (૨) હલુલુલુ. હાં
ફુલની ટોપી ફુલના વાગા આંગણે વેરૂં ફુલ,
ચંદરવા ગુંથી ફુલના બાંધુ મુકાવુ મોતીની ઝુલ,
માંહી મુકાવુ મોતીની ઝુલ હલુલુલુ હાંહાંહાં હાલો હાલો.

## સ્તવન ૨૨ મું.

આદી જીનેશ્વર કીયો પારણું, આરસ સેલડી, આદી.
ગડા એકસો આઠ સેલડી, રસ ભરીયા છે નીકા;
ઉલટ ભાવ શ્રેયાંસ વોહુરાવે, માંડ દીવી આણુકારે. આરસ.
દેવ દુંદુંભી વાજ રહી હય, સૌ નૈઆરી વરખા,
બારે માસ સું કીયો પારણું, ગઇ ભુખ સબ તીર ખારે; આરસ.
રીધી સીધી કારજ મનો કામના, ગર ગર મગળ ચાર.
દુનીયાં હર્સ વધાંમણાં સીરે, અખાત્રિજ તહેવારરે, આરસ.
સંકટ કાટો વીગ્ન નીવારો, રાખો હુમારી લાજ;
બે કર જોડી નન્દુ કહેતા, રીખવ દેવ મહારાજરે. આરસ.

## સ્તવન ૨૩ મું.

( રાગ કવાલીમા રેખતો. )

નજર ટુક મહેરકી કરકે, દીખા દોગે તો કયા હોગા,
અનુપમ રૂપ હે પ્રભુજી, બતા દોંગે તો કયા હોગા.
પ્રભુ તુમ દીનકી રક્ષક, કરો મુજ દીનકી રક્ષા,
ચોરાસી લાખકી ફેરી, મીટા દોંગે તો કયા હોગા. નજર.
અનાદી કાલસે ભમતા, નહિ અબ અંત આયા હુયે,
સરન અબ આપકાલીના, હટા દોંગે તો કયા હોગા. નજર.
અનાદી કાલસે રૂલીયા, બન્યો મીટ્ટી કભી પાની,
તેઉ વાઉ હરી કાયા, બચાદોંગે તો કયા હોગા. નજર.

બીતી ચઉ જાતી પચેંદ્રી, પશુ પરવશ દુખ પાયા;
અમર નર નારકીરૂપે, બુડા દોંગે તો કયા હોગા. નજર.
કરો પ્રભુ પાર ભવોદધીસે, નીજાતમ સંપદા દીજે;
સેવકકો અપના વલ્લભ, બનાદોંગે તો કયા હોગા. નજર.

## સ્તવન ૨૪ મુ.

( રાગ મ્હેમાન થયા તમે મ્હારા સ્વીકારશો મેમાની )

છો નેમ પ્રભુ છોગાળા,
અમે જપીયે તમારી માળા;
પ્રભુ ગાઇયે ગુણ તમારા. અમે.

અલબેલા છો જીન વ્હાલા,
પ્રભુ દર્શન લાગે પ્યારા,
કરી મહેર દ્યો મુક્તિ માળા. અમે.

કંઠે સોહે કુસુમની માળા,
શોભે નીલમ હાર રૂપાળા;
શીર ઉપર મુગટ છોગાળા. અમે.

થયો સફળ મ્હારો જનમારો,
ચંદ્રોદય પાર ઉતારો,
તમે તારક તરતજ તારો,
કરે કીંકર કાલા વાલા. અમે.

## સ્તવન ૨૫ મું.

તમે વહેલા (૨) દર્શન દેજો રાજ, વહેલા દર્શન દેજો,
અમ વીનતી અંતર ધરજ્યો રાજ—વહેલા.
શીર છત્ર છો નાથ અમારા દીલની પીડા હરજો રાજ—વહેલા.
ટળવળતા અમ રંક રદયને શશી શમ શીતલ કરજો રાજ—વહેલા.
વધુ શુ કહીયે અંતરયામી તાપ ત્રીવીધી અમ હરજો રાજ—વહેલા.
( બુદ્ધદેવ નાટક )

## સ્તવન ૨૬ મું.

( રાગ દીલદાર થયા તમે મારા દીલ દાગ નહિ દેવાની )

જીનરાજ શુ લગની લાગી તુટી કદી નહી તુટે,
મહારાજ શુ લગની લાગી તુટી કદી નહી તુટે.
હુ આવ્યો સાંભળી કીર્તિ નિવારો મુજ ભય ભીતી,
રાખો પ્રભુ મુજ પર પ્રીતી છુટી કદી નહી છુટે.
પ્રીતી . છુટી કદી નહિ છુટે જીનરાજ.
જ્યુ જળ મીન કેરી પ્રીતી ચાતક જળ ધરની રીતી.
ચાહે ચંદ્રોદય પ્રીતી ખુટી કદી નહિ ખુટે.
પ્રીતી ખુટી કદી નહી ખુટે. જીનરાજ

## સ્તવન ૨૭ મુ.

( રાગ હરી વેણુ વાય છે રે હો વનમાં. )

જીન ગુણ ગાય છે જે ભવી ભાવે,
તે ઉર ભરપુર શાન્તી પાવે જીનગુણ

તન્મય ચીતે જો જીન ધ્યાવે,
જીનપદ ધ્યાંતા જીનપદ પાવે. જીનગુણ.
ભાવના પ્રભુની ભાવે જો ભાવે,
કર્મની કાચીત તો દુર થાવે. જીનગુણ.
શ્રી ચંદ્રોદય જીન ગુણ ગાવે,
પ્રભુ ગુણ ગાતા કર્મ ખપાવે. જીનગુણ.

## સ્તવન ૨૮ મું.

( રાગ બલીહારી રસીયાજી ગીરધારી, )

બલીહારી જીનજી જાઉં વારી પ્રભુ પાર્સ આપો અમને,
કાસીના વાસી સીવ તણા સુખનેજી. બલીહારી.

નાગ ઉગારી વ્હાલા નાગેંદ્ર બનાવ્યોજી,
આપ્યુ છે સુખ અપારી પ્રભુપાર્સ.

ચઉ મુખે આપે વ્હાલા દેશના દેઇનેજી,
તાર્યા છે નરને નારી. પ્રભુપાર્સ.

એવુ સુણીને વ્હાલા સરણે તેહ આવીયાજી,
આપોને પદ આણાહારી. પ્રભુપાર્સ

કર્મ ખપાવી આપે શીવ સુખ લીધુ જી,
બની ગયા છો નીરાકારી પ્રભુપાસ.

શામજી કહેછે પ્રભુપાર્સ જીનેશ્વરજી,
વીનતી લેજો ને અવધારી. પ્રભુપાર્સ.

## સ્તવન ૨૯ મું.

( રાગ માલકોશમાં પ્રીય સરલા કેમ વીસરાયે )

દીનાનાથની બધાઇ બાજે. (૨)
સરણાઇ સીર નોબત બાજે,
ધનજ્યુ ગાજે છે રે. દીના.
ઇંદ્રાણી મીલ મંગલ ગાવે,
મોતીયન ચોક પુરાવે, દીના.
સેવક પ્રભુજી શુ અરજ કરે છે,
ચરણુની સેવા પ્યારી લાગે છે. દીના.

## સ્તવન ૩૦ મું.

### આરતી

જય જય આરતી આદી જીણુંદા,
ના ભીરાયા મારૂ દેવીકો નદા. જય.
પહેલી આરતી પુજા કીજે,
નરભવ પામી લાવો લીજે. જય.

દુસરી આરતી દીનદયાળા ધુળેવા મડપમે જગ અજુવાળા,
તીસરી આરતી ત્રીભોવન દેવા સુર નર ઈદ્ર કરે તોરી સેવા.
ચોથી આરતી ચૌગતી ચુરે મન વછીત ફળ શીવસુખ પુરે,
પાચમી આરતી પુન્ય ઉપાયા મુલચદ રીખવ ગુણ ગાય.

## મંગળ દીવો.

દીવોરે દીવો મંગળીક દીવો આરતી ઉતારણુ બહુચીરંજીવો,
સોહામણો ગેરપર્વ દીવાળી અમર ખેલે અબળા નારી.
દેપાલ ભણે એને સદા અજુવાળી ભાવે ભગતે વીગન નીવારી,
તમ ઘેર મંગળીક અમ ઘેર મગળીક,
મગળીક ચતુવીર્ધ સગ ઘેર હોજો. દીવોરે.

આનંદ




આનંદ

## દોહરો.

રીખવ અજીત સભવ પ્રભુ અભીનદન સુખકાર,
સુમતી દાયક સુમતી વંન્દો વારંમ વાર.

# જાહેર ખબર.



**વાંચો જરૂર વાંચો**

લગનસાળાઓમા તેમજ માનપત્રના મેલાવડાઓમા આનંદ તેની સાથે ખુશહાલી.

લગનો વખતે કેટલીક જગ્યાએ રંડીયો બોલાવીને હજારો . યાનો ખરચો કરી નાખો છો. છતા મન પસદ આનંદ મળતો નથી ને આખર નીરાશ થવુ પડેછે. તો એક પથ બે કાજ જાણી ને જો તમારે આનંદ લેવો હોય તો તે વખતે અમારી બુલબુલી બાળકોની ફોજને બોલાવવા ખાસ ભલામણ કરીએ છીયે કારણ કે દરેક દેશ દેશાવરોમા લગનો વખને જઇને કેટલાક જૈન સદગૃહસ્થોના હાથના સારા સારા ઇનામો તેમજ સર્ટીફીકેટો મેળવેલા છે લોક પ્રીય ગાયનો, તેમજ નાચ, ફારસોથી દરેકને હસાવનારી અમારી બુલબુલી બાળકોની ફોજ કામ કરવાને ઉમેદ ધરાવે છે

બહાર ગામના આડર ઉપર પુરતું ધ્યાન આપશું.

**લીઃ સી. વી. સુરજરામ સીવરામ વાજીંત્ર શિક્ષક.**

ઠે૦ પાયધોણી પોલીસ ચોકી સામે મુ—મુંબઈ.